૧૯૯૪

# "ગુજરાતના ખેરખાહ દોસ્ત"

## ( રા. સા. 'કીકાભાઈનું' ગત થવું. )

દોહરા.

જાણી કીકાભાઈઓ, કાળ ભગો આ વાર;
દીલગીરી આ દેહમાં, ઉપજી અપરમપાર. ૧
ઉત્તમ નીતિ આચરી, ઉત્તમ કીધું કામ;
ઉત્તમ જરા એ નામને, કહે કવિ ઉત્તમ આમ. ૨

લલીત છંદ.

અરર શું! થયું! આ અચાનકે,
રતન રે ગયું હાથથી શકે;
વિરહ દાહ દૈ દેશિ મિત્રને,
રઝળતાં કર્યાં બાળ અત્રને. ૩
ગુર્જરી પ્રજા પ્રેમી પરહરી,
સદન સ્ત્રિ સગાં સ્નેહિઓાં ધરી;
અરર ચાલિયા ચિત્ત ચર્ચરે,
"વરતમાન" હાં! સચન સાથરે. ૪
ચતુર વર્ષનું બાળ લાડકું.

---

સત્ર મિત્ર કીકાભાઈની મૈત્રિરૂપ તનમાર કાવનને સારૂ યાદ માંરહે એટલા સારૂ આ ળુક તેમના વિરહ દુખથી પીડીત થતાપરમ સ્નેહીભાઈ કૃપાશંકર પ્રભાશંકર ખંભાતનીવાળીગે પોતાની મદદથી આલમને નજર થવા છપાવી પ્રસિદ્ધ કીધીછે.

એમનો જન્મ સંવત ૧૯૦૨ ની સાલમાં થયો. પોતે ૩૮ વર્ષની નાની વયમાં એટલે ચાલતા માસનીતા ૨૬ મી બુધવાર સાંજના તાવની માંદગીને લીધે પરલોક વાસી થયા. મરનાર

રૂદન એહનું કાન ના ધર્યું;
કરૂર કાં! થયા રે દયા તજી.
સબળ સાથિ હાં! ચાલિયા સજી. ૫
ગબરૂ બાળની હાય શી વલે,
હૃદય ફાટ હાં! રે રડી મરે;
કરમિ જાય આ ફુલ ગુલાબનું,
કર ગ્રહી વગે કો કરે સમું. ૬
વદન ઝાંખતું હાય આ કર્યું,
નજરના ઠરે વીલપી વર્યું;
તમ જતાં ખરે પ્રાણ ત્યાગશી,
અરરર હાયરે હાય શું થશી. ૭
દીલ દયા ધરો આમ કાં! ફરો,
દિન જનો તણો હાય છે મરો;
ઢળિ જતાં તમો ધીંગિ ઢાલડી,
વિલપિ વારૂ હાં! રે રડી રડી. ૮
પર વશી પડયાં ઓ! પુકારીએ,
મન કયમે કરી આજ વારિયે;
વિટળિ આ રહ્યાં બાળકાં રૂએ;
સમિપ તેડિકો દુખડાં ખુએ. ૯

---

ભલા, ભોળા, માયાળુ, સહનાળ, ઉદાર અને બાહાદુર હતા. તેમણે પ્રજાહિતના અને ગરીબોના કામકાજો કરવામાં પોતાની બધી જીંદગી ગુજારી. ગુજરાતી, મરાઠી અને ઈંગ્રેજી એ ત્રણ ભાષા તેઓ જાણતા હતા. પ્રથમ બી.બી. એંડ સી. આઇ. રેલવેમાં ઓડીટ ઓફીસમાં મરનારને નોકરી મળી ત્યાર બાદ મુંબાઇ મ્યુનીશીપાલેટીમાં નોકરી રહ્યા હતા. શીવાય કમીસેરીએટ ખાતામાં પણ જે અરસામાં આબી સીની-

દિપુરિ બેલ હાં! દેશિ મિત્રની,
થઈ થશે ન મૈત્રિ વિચિત્રની;
સજળ નેત્રથી આંસુડાં ઝરે,
અરરર હે હરે હે હરે હરે. ૧૦
હસતું મુખડું શોકમાં શમ્યું.
રઝળતાં કરી કાં! જવું ગમ્યું;
ગમતુ ના થવુ જુદું કાં! સમે.
વિસરિ ચાલિયા હાલતો કયમે. ૧૧
અબળ જાતિની દાઝ વિસરી,
નિજ પ્રિયા અરે રે કરી પરી.
ઉભય પૂત્ર પૂત્રિ શીશુ વયે,
વિસરિ ચાલિયા કોણ આસરે; ૧૨
જન સમુહ આ ગ્રામ વાસિયો,
નયન હાં! ભરે નીર ત્રાસિઓ!;
પરમ પ્યાર તે કેમ વિસરે,
દિલગિરી વધુ દીલરે પરે. ૧૩
પુરહુમાયતે આગળે પડી,
તન મને ધને સાહ્યતા કરી;
મદદ મ્હારથી ના ભુલાયરે,

---

પામાં લડાઈ ચાલતી હતી ત્યારે તેમણે નોકરી કરેલી હતી પ-
છી તે નોકરી છોડી પોતે સુરતમાં બુક ડીપો કાઢી પારકાના તા-
બામાં રહી નોકરી કરવા કરતાં સ્વતંત્રપણે વેપાર ચલાવવા
માં એમની અતીશય પ્રીતી હતી. અને એથી કરી મરનારે
સંને૧૮૬૯માં છાપખાનુ કાઢયું બાદ ૧૮૭૦માં ગુજરાતમીત્ર
વેચાણ લીધું. વેચાણ લેતી વખતે કંપની ઉભી કરીને તેમાં
સામેલ રહી કામ કરતા હતા પણ તેમાં જરા નજીવી જેવાં

જન સહુ વદે ત્રાહિ ત્રાહિરે. ૧૪
અમલદારથી વાજ આવિયા,
તમ થકી વધુ વારૂ ફાવિયા;
વિપત વેઠને દાણ દુભવે,
કર કહાડવા કો મથે હવે. ૧૫
દશા ડુબી ગઈ દેશિ મીત્રની,
સુરત વાસિની શીર છત્રની;
કરૂણ શોક ઓ! સિંહ શા સખા,
તમ વિના હવે ક્યાં કહો વખા. ૧૬
ઉમળકો ધરી ક્યાં ઉચ્ચારિયે,
અરજ દાદ જૈ ક્યાં પુકારિયે;
દશા ફુટી ગઈ આપની ખરી,
નિડર હામી કો ક્યાં મળે ફરી. ૧૭
ભર સ્વત બતા ન્યુસમાં ભરી,
જનહિત તારશે વાપરી નરી;

---

ગેર સમજુત થવાથી તે કુંપની સાથેનો પોતાનો સબંધ સને ૧૮૭૭માં છોડયો ને બીજું છાપખાનું વસાવવા ઇરાદો કીધો પણ મી૦ મંછારામ કુંની પાસેથી છાપખાનું અને ગુજરાત મીત્ર ખરીદ કીધાં અને પોતાની સાથે રા.સા. કીકાભાઈને જોડી લીધા. અને ભાગીદાર કીધા તે મરણ સુધી એ બરોબર ચાલ્યું. લવાદ કોર્ટ સ્થાપવાની આગેવાની કરનાર પણ મરનારજ હતા અને તે કોરટમાં લવાદ તરીકેનું કામ પણ ધરમ દાખલ કરતા. મરનારને સારાં કામો કરવાની ઘણી હોંસ હતી અત્રે પ્રજા સમાજ નામની સભા સ્થાપન થઈ હતી તેના સેક્રેટરી પણ પાછળથી એજ થયા હતા. એ સભા પડી ભાગવાથી હિતવરધક સભા સ્થાપન કરીને તેના સેક્રેટરી પણ એજ થયા. શ્રાવકોના પાલીતાણાના ધાગની આણંદજી કલ્યાણજીની પેહેડી ચલાવનાર

હુરકતો સઘળી જોઇ જુઝિયા,
સમ "કીકાભાઈ" કો થશે થયા. ૧૮
પરગજુ'પુની પીડતો હુરે,
દીલ દયા વધુ દીનની ધરે;
ખસુસ લાગણી લેખિ લાયકે,
નથીં થયા થશે આ જગે શક. ૧૯
પુરજને વધુ પ્યાર મેળવ્યો,
ગરવ મુકત થૈ ગુણ કેળવ્યો;
હુરદમે રહ્યા હોંશ આદરી,
સમ "કીકાભાઈ" ક્યાં મળે ફરી. ૨૦
સુરત સોચતી હાય શોકમાં,
નિજ હુમાયતી પેખી જોખમાં;
પડકી પિંડને પ્રાણ ત્યાગતી,
સમિપ જાણી હાં! આવી ભાંગતી. ૨૧
સકળ વસ્ત્ર રે શોકનાં ધર્યાં,

---

પર દેખરેખ રાખનાર મંડળી અમદાવાદમાં સ્થાપન થઇ તમાં સુરત તરફના પ્રતિનીધી મરનારજ હતા તથા દેશી કેળવણી ઉતેજક મંડળી મરનારેજ ઉભી કરી તેના સેક્રેટરી થયા હતા. મ્યુનીસીપાલેટીની ચાલતી સાલની ચુટણી વખતે પ્રજા તરફથી કમીશનર તરીકે ચુટાયા હતા. હિંદુ નિરાશ્રીત ફંડ માટે નાણાં ભેગાં કરી તેમાંથી આંધળા લુલાઓને કપડાં વહેચવામાં પણ મરનાર સામેલ હતા. આગ રેલ જેવી આફતો વખતે પ્રજાની સેવા બજાવવા કેડ બાંધતા વિગેરે અનેક સારા કામમાં ભાગ લેતા. એથી એમના પર એકાદ બે ચંડાળોનો અદેખાઇ થઇ અને સન ૧૮૭૮ માં સુરતમાં જ્યારે લાઇસન્સ ટેક્સની બાબતમાં ફીતુર ઉઠ્યું ત્યારે તે ઉઠાવવાની ઉશ્કેરણી કરવામાં તે ચંડાળો એ મરનારને પણ સા-

અક્ષય ભૂષણો નીજનાં કર્યાં;
કથન કષ્ટિના ના કથાય રે,
રૂદન તો કરે નાખી હાયરે. ૨૨
વદન દીસતું હાય ઝાંખતું,
પુર-બજાર ચોકમાં ન કો છતું;
સહુ જને દીધી હડુતાળરે,
અરરર શું કર્યું ક્રુર કાળરે. ૨૩
ગુર્જરી પ્રજા શોકથી સ્તવે.
રામ "કીકાભાઈ" ક્યાં મળે હવે;
સરસ સ્નેહુ મણી મિત્ર રે ગયા,
દશ દિશે દીસે ક્રુર કાળહાં! ૨૪
વિનય વાદમાં સત્ય ચાહના,
સબળ સંપથી નેકીમાં રહ્યા.
પળ પિછાની હાં! સાહ્ય આપતા,
તદપી કાં! ગયા જેતરી છતાં; ૨૫
શીપન રાજયની આ રૂડી ઘડી,
ખચિત ખોટ તો આપની પડી;
નિડર ધુર્માઆ એ વિના વગે,
"વરતમાન" થી હાં! જગે જજે. ૨૬
ગરજ ગુજરાત મિત્રથી સરી,
વિજયવાન હાં! કેમ વિસરી;
કથન કારમા લેખી લક્ષથી,

---

મીસ કીધા હતા જેથી સાડા ચાર માસનું કાચુ કેદખાનુ ભો ગવવું પડેલુ છતાં જરા પણ હીમત છોડી નહોતી. મરનાર ઘણુજ છટાદાર લખાણુ લખતા. કેટલાક ગ્રંથો પોતે જોડી કાઢયા હતા અને કેટલાકના તરજુમા કરીને છપાવી પ્રસિદ્ધ કીધાછે ખત કમાલા લખવામાંતો મરનાર એકકોજ હતા. મરનારના સદગુણ લખવા માંડીએ તો એક મોટો ગ્રંથ થાય માટે અમે મરનારની નોધ આ ચુકમાં માત્ર ટુંકમાં લીધીછે

કપટ કુવેળા ટાળવા મથી. ૨૭
વિવિધ ભેદથી ભુર ભેદિયા,
સમુહ વ્હેમને વાસી બેદિયા;
હિત ચહ્યા વધુ નીજ દેશનું,
કુસમુળ કાઢિયું કુર કલેશનું. ૨૮
સદન સંપને રે રહ્યા ઠરી,
સરળ ભાવથી નીતિ વિસ્તરી;
કુપથ કાપિયા જ્ઞાન આપીને,
વધુ સમારગે કુળ સ્થાપિને. ૨૯
કલમ શાસ્ત્રથી કુર વાસિયા,
સજન સુજ્ઞ કો સુખિયા થયા;
નિડર નેહ તો નીતિથી ધર્યો,
સુજશ રે અપે જુગ વિસ્તર્યો. ૩૦

સોરઠા.

થયો મુ જશ જગ આજ, કીરત કામ પ્રીયતે કર્યાં.
કીપાશંકર દિલદાઝ, મિત્ર વિરહ દુખવેઠીવું. ૩૧
મન ધરી મંછારામ, દુખદ પત્રિકા પાઠવાં;
તજીખુશિખાવુતમામ, મંદવાડ સુણીમીત્રનો. ૩૨
દેશીમીત્ર મુખ મ્લાન, કાળોતરી કળિ કારમો;
તજયા કીકાભાઈજહાન. મિત્રમરણ વાંચી રડયા. ૩૩
શેઠ મિયાજી ભાઈ, રડયા નુરૂદીન નેહવશ;
નગરશેઠ દુખદાઈ, શોકકરે ખંભાતિ જન. ૩૪
નેત્ર વહે નીર ધાર, કીપાશંકર શોચે વધુ;
કુરીબેઠા કીરતાર, હણ્યો કોસ્તુભ કીકાભાઈ. ૩૫

સોરઠની ગઝલ.

પ્રાણ સ્નેહિ મારા હો પંખિડા!
પ્રેમ બંધ તોડી ઉડે કયહાં? પ્રાણ!
હજુ સાંજ ઝાંખિ ઝઝૂમિના!
કાજિ મીણ શત પડિ કહાં!

દિન ઉગ્યો જે ઝળ હળી!
રાગ-રંગ સંગ બિડી શું આ !!! પ્રાણ. ૧
હજૂ જોયું-સાંભળ્યું-ભોગવ્યું-
સુખ સ્વપ્નું નાહિં પુરૂ થયું !
અમી ઘુંટડો ભર્યો ના ભર્યો !
પ્યાલો હાય અધર ઢળે શું આ !!! પ્રાણ ૨
આમ માડિ તારિ આ ટળવળે!
થતિ ખાંડિ જોડિ આ વલવલે!
પુમડાં શાં બંધુઆં બાહુઆં!
કકળે હો દિલ હિઝરાયહ્યા !!! પ્રાણ! ૩
જાય જાય-શું તજી આ બધાં!
હેત ઘેલડાં તુંજ લાડિલાં!!!
કાળ જાળજે આ પસારિરે!
બાળ ફાળ શાને ભરે તું હયાં!!! પ્રાણ! ૪
એક ડાળે આપણ ડોલતાં!
કહે કંઠ મેળવી બોલતાં!
વિખરાશે મંડળી તાહરી!
મુજ બેલડી તુટશે અહા!!! પ્રાણ! ૫
શામશીર જલદ તું માહરી !
સહાકાળ ઢાલ ધિંગી ખરી!
રણ રંગમા બેહુ ઝીલતાં!
હવે ઘુમવું પ્રભુ!! એકલાં!!! પ્રાણ! ૬

**[મંછારામભાઈ.]**

---

નડીઆદ સત્યસાગર પ્રેસ.